## શેર.

"અબળા અરૂણા આજ આ, થઇ ભસ્મ સ્વર્ગે જાય છે,
ભારત દશાનું હાય ! આ શું ભાન તમને થાય છે ?
જાગો હજી વીર ! અપ્સરા સ્વર્ગે ઉભી સત્કારતી,
જ્વાળા ગગનગામી બની શમશેર ત્યો પોકારતી.
કાયા તજો માયા મૂકી તમ ધર્મ રક્ષા કારણે,
ઓ હિંદુઓ ! આવો ! મરી કિરતારને પ્રિય બારણે"

આવા આવા અનેક શેરોથી ભરપુર ઐતિહાસીક સચીત્ર નોવેલ " વિનાશીની વામા યાને હમરાજાને સર્વનાશ " મંગાવીને વાંચો જરૂર તમને આનંદમાં ગરકાવ કરી દેશે. ધર્મને માટે પોતાના પ્રાણની પણ પર્વા ન કરનારી આર્ય વિરાંગના અરૂણાના આત્મભોગની સ્વદેશ પ્રેમીયો કેવી કદર કરે છે તે જાણવું હોય, હિંદુ રાજાના પ્રેમમાં પડીને મુસલમાન રમણીયે પોતાના માતાપિતાનો ત્યાગ કર્યો, અને તેનું આખર કેવું શોચનિય પરિણામ આવ્યું તે જાણવું હોય તો અવશ્ય મગાવો. મુલ્ય રૂપીયા ૩). પૃષ્ટ ૩૫૦ ગ્લેઝ કાગળ નવ ચીત્રો બધા બુકસેલરો વેચે છે.

મુદ્રક—નાથુભાઈ દેવચંદ. મુદ્રણાલય—દેશી મિત્ર પ્રેસ સુરત.

# સુરતની મઝા.

બુદ્ધદેવ—

**સિદ્ધિઓ**-છો રાજયોગી રઢીયાળા, અમે જપીયે તમારી માળા,
શ્યામ રસાળા સ્નેહે સ્વીકારો, અમ ઉરના **સન્માન**
તમે મનમાન્યા મહેમાન (૨)-છો રાજ.
**કાન્તિ**—કાન્તિ દેવી હું જગે ગણાઉં, અનુપમ કાન્તિ શાન્તિ લાવું,
કલ્પવૃક્ષથી આપું અધિક હું; મ્હોં માગ્યા **વરદાન**;
તમે મનમાન્યા મહેમાન-છો રાજ.
**સિદ્ધાર્થ**-આત્મ કાન્તિ મમ જગે અસારી, માનવના દુઃખ સહુ સંહારી
દિવ્ય જ્યોતિ જગમાં વિસ્તારી. સ્થાપું સુખનું સ્થાન;
**અમારી એજ હૃદયની લ્હાણ**.-છો રાજ
**શ્રી**—રિદ્ધિસિદ્ધિ નિશદીન દેનારી, ક્ષણમાં ઇચ્છિતને કરનારી,
ત્રિલોકમાં ફરનારી **શ્રી** હું આપું અનુપમ જ્ઞાન;
તમે મનમાન્યા મહેમાન.-છો રાજ.
**સિદ્ધાર્થ**-**જગસેવા** મમ લક્ષ્મી સાચી, **જેથી** રહું હું નિશદિન રાચી,
**એ** વિણ સંપત્તિ સઘળી કાચી, અંતર ગણું **પ્રમાણ**;
અમારી એજ હૃદયની લ્હાણ-છો રાજ.
**ભૂતિ**, **ધૃતિ**-અનુપમ અક્ષય વૈભવવાળી, ભૂતિધૃતિ નવ કોઇએ ભાળી,
કુબેરથી રઢીયાળી આપું, વિભૂતિ હર્ષ નીધાન;
તમે મનમાન્યા મહેમાન-છો રાજ.

આત્મરતિને વિભૂતિ ગણતો, મન ચાહે ત્યાં નિશદિન ફરતો,
પુણ્યપંથ સંચરતા દેવી! ત્યાગું ભલે મમ પ્રાણ;
અમારી એજ હૃદયની લ્હાણ—છો રાજ.

**ભર્તૃહરી—**

અલેખ જગાડે દ્વારે ખડો જોગી.........
એ સ્વામી બીન અન્ય ન કોઇ આયો માંગન મમ ભોગી.

**સુકન્યા સાવિત્રી—(યમ, સાવિત્રી-સંવાદ.)**

**યમ**—શા માટે શ્રમ કરે સતિ, તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી તું વળ પાછી (૨)

**સાવિત્રી**—સજ્જન કેરા સાથમાં મેં ડગ ભરીયાં સાત.
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત.
ધર્મ જે વેદ પુરાણે ભણીઓ, મુખ્ય ધર્મ ગૃહસ્થાશ્રમ ગણીઓ;
કૃપાનાથ! મમ પ્રાણનાથ શું! રહી વૃત્તિ રાચી (૨)
વળું મહારાજ? કેમ પાછી (૨)

**યમ** સુણી વિવેક ભરી મૃદુવાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી,
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી (૨) હવે.

**સાવિત્રી**-મહારાજ! (મારાં અંધ સાસુશ્વસુર [illegible] દેખતાં થાય)

**યમ**—“તથાસ્તુ.” ભાગ્યવતિ! તું [illegible] દૂર આવી,
થાય કોથી મિથ્યા નવ [illegible]ની—શા માટે.

**સાવિત્રી**—પતિ સમીપ શ્રમ નહિ જરી, જ્યાં એ મમ નાથ;
તપ વ્રત આપ કૃપા વડે, ત્યાં હું તમ સાથ.
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી [illegible]ની મોંઘી,
કૃપાનાથ! મમ પ્રાણનાથ, શું રહી વૃત્તિ રાચી [illegible] હું મહારાજ

યમ-અર્થ યુકત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવિત વિના કાંઈ ઇચ્છિત વર યાચી–હવે.

સાવિત્રી–"મહારાજ! (મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું
રાજ્ય પ્રાપ્ત થાય.)"

યમ–'તથાસ્તુ' ઉત્તમ વર બે આપ્યાં ભાવે,હજીપ્રેમદાપૂઠળ આવેશા.

સાવિત્રી–સુપાત્ર જન કરતાં કદી સુપાત્રનું સન્માન;
સાધુ નો દુશ્મન તણું, પણ સાધે કલ્યાણ.
સંતપુરૂષોની સમાન દૃષ્ટિ, દયા તણી વર્ષાવે વૃષ્ટિ,
કૃપાનાથ! મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)–વળું.

યમ-શીતળ વચન સુધાસમ તારાં, તૃષા તૃષાતુરની હરનારાં;
સત્યવાનના જીવિત વિના કંઇ ઇચ્છિત વર યાચી–હવે.

સાવિત્રી–"મહારાજ! (મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર
મારે સો ભાઈ થાય.)"

યમ–"તથાસ્તુ" સાસરીયાનું માન વધાર્યું;
પિયર તણું પણ કાજ સુધાર્યું–શા માટે.

સાવિત્રી-પર દુઃખે દુઃખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ,
ભરૈસો ભારે સંતનો, હરવાનું શુભ કામ.
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે, સજ્જન ઘર પુછતું સૌ આવે;
કૃપાનાથ! મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)–વળું

યમ–મધુરા નવિન વચન સંભળાવ્યાં, અતિશય તે મારે મન ભાવ્યાં;
સત્યવાનના જીવિત વિના કાંઇ, ઇચ્છિત વર યાચી (૨) હવે.

સાવિત્રી–"મહારાજ! (મને મારા સ્વામીથી ઔરસ્સ સો
પુત્ર થાય.)"

**યમ**—"તથાસ્તુ" ઘટે ન થાતું અતિવર લોભી;
તજી પૂઠ હવે જા અહીં થોભી.—શા માટે.

**સાવિત્રી**—સ્વધર્મ વ્હાલો સાધુને, જે ચુકે નવ લગાર;
સાંપ્રત ભૂત ભવિષ્યની, ગતિ તણા આધાર,
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી;
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨) વળું.

**યમ**—અમૂલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ મારી;
ભગવતિ! છેલ્લું ઉત્તમ, અનુપમ, ઇચ્છિત વર યાચી (૨) હવે.

**સાવિત્રી**—પુત્ર તણું મુજને દીધું, પ્રભુ! આપે વરદાન;
જીવતદાન દઈ જીવનને, સત્ય કરો ભગવાન.

---

**સુકન્યા શાવિત્રી**

**યક્ષકન્યા**—ના તરસાવ (૨) મધુકર ડંખ દઈ કયાં ઉડે;
ફરી ફરીં નહીં મળે આવો દાવ—ના
સ્નાન કરી લે તન સરવરમાં, કળશ કનકના ગૃહીને કરમાં;
લઇ લે સુખનો લ્હાવ—ના

**સત્યવાન**—ઝાકળનું જળ હોય ન મીઠું, જાણી જમશે કો' અજીઠું
તજ તુજ શ્વાન સ્વભાવ—ના.

**સુકન્યા સાવિત્રી**—
લાગી લગન મને તારી, ઓ લલના! લાગી.—(૨)
સુરપતી! મતિ શું વિસારી? ઓ—લલના!
સુંદરી શચિથી, અધિક સુખ આપું
પટરાણી કરી સ્થાપું, ઉથાપું ન વચન મનોહારીઓ—

પૃથ્વી પુત્ર—ભગવતી, અને સખીઓ.

નવીન પ્રેમરસભીની મૃગનયની, ભાન તું ક્યાં ભૂલી આવી,
આણી સલુણી મદન મદ ભીણી, કોણે તને ભરમાવી બ્હેન;-ભાનતું.
સરવર તટપર જળક્રીડાએ, સહજ સખી એતો આવી,
ચંપક છાંયે ઉભી રહી, એને ભોગીએ ભરમાવી,
અરસપરસ અમ આંખ મળી, મને લોચનીયે લલચાવી-બ્હેન.
માર્ગે જતાં મળ્યો મધુકર, નિકટ ગઇ અણુજાણી,
મદભર રસીકા રસ લુંટતાં. રસ ઘેન મહીં ઘેરાણી
મન ગમતાની મોજમજામાં, ફુલવેલી વીખરાણી
બ્હેન ! ભાન તું ત્યાં ભૂલી આવી—

બિલ્વમંગળ-સુરદાસ—

દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા દાસ પરે દયા લાવો;—ટેક૦
સંસારી સંબંધ ત્રોડી. જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો, બાવો બાવોરે—દયાળુ
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથાં ખાઉં.
વારે અવિનાશી આવો આવોરે—દયાળુ.

બિલ્વમંગળ—સૂરદાસ—

આ તારાં વચનો સારાં, સ્નેહે સાંભળતાં.
શાન્તિ પામ્યું છે મન મારૂં રે આજે—આ.
જગની જંજાળમાંથી પડતો બચાવ્યોજી,
ધન્ય ગુરૂ ચિન્તામણી, ધારૂં રે આજે,!
ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી,
થવાનું ત્વરાએ શુભ તારૂં રે એ શાણી—આ તારાં.

**બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ—** રાગ, ભજન.

વિષય વાત મમ માત તજી, કૃષ્ણ ભજન તું કરવા દે,
ધર્મ વૃત્તિએ ધરણીધરનું ધ્યાન ધૃતિથી ધરવા દે,
અધમપણાને અલગ રાખી, ભંડાર ભકિતના ભરવા દે,
નટવર નામનું નાવ મળ્યું છે; તો ભવસાગર તરવા દે!
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે–વિષય૦

**સરસ્વતી ચન્દ્ર—** રાગ, ભજન.

અયસે પાપીનર હોવેંગે કલજૂગમેં-

પગડી બાંધે પેંચ સવારે, ઠુમક ઠુમક પાંઉ દેગે.
ગલીઓં કે બીચ ફિરે બાવરે–નાર પરાઇ પાપી તકત ફિરેંગે—
ભૂખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેંગે,
સાલા સંસરા રોજ જમાવે, ભાઇઓંસે પાપી રોજ લડેંગે—
માત બહેનકો કછુ ન માને, મનમેં ન પાપ ધરેંગે.
જબ રાજાકો દંડ પડેગો, રોક રૂપૈયાં પાપી ગીનગીન દેંગે—
લાલ સ્થંભ લોહેકો ધખાઇ ઉસ્કે સાથ બધેંગે—
તુલસીદાસ ભજો ભગવાના, પાપ પૂન્ય દોનો સંગ ચલેંગે.—

**સતી અનસુયા—**

ત્રિભુવન પતિ તારનાર, વ્હાર કરો મા...રી
વ્હાર કરો મારી હરિ, થાઓ સાહ્યકા...રી–ત્રિભુવન૦
દીનદયાળ શરણે બાળ, કિંકરીની લ્યો સંભાળ;
પીડે છે પ્રાણીને પાપી દુષ્કાળ, પીવા મળે ન વારી–ત્રિભુવન૦
ભુલી ગઈ મમ દેહભાન, સ્વામીની સેવામાં લાગ્યું તાન;
ક્યાંથી કરાવું જળપાન, પતિને સેવનારી.–ત્રિભુવન,

સરસ્વતી ચંદ્ર--

શાંત સમાધી ધારી શું બેઠા, જાગો ઓ જોગી બાલા,
બ્હાર તમારે આવી ભીખારણ, ભોળી બિચારી બાળા,
ભ્રષ્ટ કલંકિત પ્રેમથી વંચિત, સંચિત પાપની શામા;
વરથી વિખુટી વચનની જુઠી, ભાગ્યની ફુટી ભામા!
"ત્યાગી ઘરજન વનમાંહી આવી, રાત અંધારી ઘોરરે;"
"ભવ જંગલમાં ભૂલી ભમું, ત્યાં મળ્યાં લુંટારા ચોરરે."
"લુંટી શોભા સુખ અને લુંટયા સહુ શણગાર;"
"પડી પ્રજાળી પ્રેમદા, ધગધગતે અંગાર."
અલગ થયા શું યોગી મ્હારા, અલગ અલખ જગાવો;
શરીર સળગતાં, શેશ વિભુતિ, અંગની અંગ લગાવો,

સતી અનસુયા—

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી, કહાવી પટાવી પૂછો શું તમે (૨)
ફુલ સુગંધીવાળી રૂડાં રંગે રૂપાળાં; તેની મીઠી સુગંધી કોને ના ગમે (૨)
લીલાં પીળાં ઝાડ પાન, ઉપર પંખી કરે ગાન;
રોજ કાને સાંભળવા કોને ના ગમે (૨)
વાહ, કેવી છે શાણી, બોલે મધુર વાણી;
આહી ડમરીના બોલ મારા મનમાં રમે--મારે૦

બુદ્ધદેવ— રાગ—ભજન, ઉસ્તાદી.

સાર આ સંસારમાં ન જોયો, મેં બહુરીને તપાસતાં—સાર આ.
ધન ધરા સુત તાતની પ્રીતે, મોંઘા અવસરને મેં ખોયો—મેં બહુ.
મૃગજળ પીવા કામ ન આવે, વ્યર્થ ઇન્દ્રજાળમાં હું મોહ્યો—મેં બહુ.
સુખ પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વ્યર્થ મેં વગોવ્યો—મેં બહુ.

**સતી અનસુયા—**
મેહમાન થયાં તમે મારાં, સ્વીકારશો મેહમાની.
મેહમાન કરે મેહમાની દુનિયા કહે દીવાની, (૨)
લક્ષ્મી—ધરી, વસ્ત્રાભુષણ અંગે, કરો રમત ગમત અમ સંગે; (૨)
રતિ—રીઝીયે મદનના જંગે,—સ્વીકારશો મહેમાની (૨)
અનસુયા—જેવી નીરવિનાની સરિતા; તેવી વહાલા વિનાની વનિતા; (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની, દુનિયા કહે દીવાની, (૨)
લક્ષ્મી-કંઠે ધરો કુસુમની માળા, પહેરો નીલમના હાર રૂપાળા; (૨) મે.
શીર ઉપર મુગટ છોગાળા—સ્વી.
જેના પતી વસે પરદેશે તેણે રહેવું સાદે વેશે. બીજી વ્યર્થ બધી-દુ.
**સતી અનસુયા—**
આંખ વિના અંધારૂં રે, સદાય મારે આંખ વિના અંધારૂં.
કોઇ કહેશે લાલ લીલું-આ ધોળું ને આ પીળું;
મારે મન સઘળુ કાળું કાળું રે (૨) સદાય.
કોઇને જગ લાગે સારૂં-કોઇને લાગે નઠારૂં;
મારે મન જીવતર ખારૂં ખારૂં રે (૨) સદાય.
**સરદારબા—**
બંસીવાલા આજો રે મારો દેશ,
થારી સાંમરી સુરત પ્યારો બેસ—બંસી૦
આવન આવન કહે ગયોજી, કર ગયો કોલ અનેક,
ગિણતાં ગિણતાં ઘીસ ગઇ મોરી, આંગરીયારી રેખ,
સાંવરીઆ, રસીલા સલુણા, પીયાપે જીયામેં કરૂં એ નીસાર
દોહરો { હમતો જોગી પ્રેમ કે રે પ્રેમ હમારો દેશ
સુધ નહી પાઇ પીયુકી, તબ લીનો આ બેસ—થારી—બંસી.

**અનસુયા—** રાગ ભૈરવી

નહીં ચીજ કોઇ ગળી, ગરજ સમ નહીં ચીજ કોઇ ભળી:
માનવંત નીજ માન મૂકી, દુશ્મનને પડતાં ઢળી—ગરજ.
**પાર્વતી**—બળીયા પણ નિર્બળને નમતા, રાય રંક ઘર ભળી,
**સાવિત્રી**—સોંઘું પણ મોંઘું થઇ બેસે, કળા શકાય ન કળી—ગરજ
**લક્ષ્મી**—સમયાધીન થઈ ઝેર હળાહળ, પીવું અમૃત ગળી:
**નારદ—જઈ મહાસતીને શીષ નમાવો, જાય આપદા ટળી—ગરજ**

**બોલતો કાગળ—**

ફુલણજી ફુલોમાં આઆ, :ફુલ્યું ફુલ ફુલી કરમાશે.
ફુલી કરમાશે, ખીલેલું આખર ખરી જાશે,
સરખા દિવસ ન ગયા કોઇના તેમ નહિ જાશે;
રેંટ તણી ઘટમાળ ભરાશે, ભરાઇ ઠલવાશે,
"ઉજળુ એ સહુ દુધ" આજ અભિમાને દેખાશે;
જ્યારે પડશે કાળ ઝપાટો; ત્યારે સમજાશે.—

**મહાશ્વેતા કાદમ્બરી—**

થઇ પ્રેમવશ પાતળીયા, મારા મનના માલીક મળીયારે...થઇ (૨)
પ્રીતે કરો મુખવાસ, સજનવા રાજ હૃદયના વાસી
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી. મારા મનના મનોરથ ફળીયારે...થઇ.
ભાગ્યવંત કર્યો ભગવતિ મુજને, જીવન સફળ થયું મારૂ
**કરો શ્રી હરિ શુભ** તમારૂં, મારા મનના માલીક મળીયારે...થઇ.

**મહાશ્વેતા કાદમ્બરી—**

**માલીકના બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)**
**કર્તા હર્તા સૃષ્ટિના સૌ, બાજી એને હાથ—**

ઋણાનુબંધે આવી મળતું, ભળ્યું નવ કોઇનાથી ખળતું,
સર્વ માત્ર તેને આધીન છે; અનાથના જે નાથ,
નહિ ચીંડ આ પોતા તણો, પોતાનું કાંઇ નવ જાણવું,
એથી શુભાશુભ કર્મને પોતા તણું જ પ્રમાણવું,--જગત.

મહાશ્વેતા કાદમ્બરી—

શું કહું કથની મ્હારી રાજ, શું કહું કથની મ્હારી,
હું તો દૈવના ત્રાસે હારી રાજ ........શું કહું૦
પરખી પારીજાતિક મેં અરપણ કીધુ મન મ્હારૂં,
પતી તજી પરલોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂં રાજ–શું કહું–
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે રાજ.–શું કહું-
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને, પ્રેમની કફની ધારી;
તજી જગત જંજાળ સર્વ હું, પ્રીતે ભજું ત્રિપુરારી–રાજ.

નંદ–બત્રીસી— ( સત્યા સત્ય નિર્ણય )

ગંગાજળ નિરમળ સમું, શુદ્ધ પવિત્રજ સાર,
તેવું કુળ જો માહરૂં (તો) પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત સાર,
પીધા વીણ પાછો ફર્યો (તો) પડ પાસા પોબાર.
સત્ય ચુકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર,
તે ગુણ હોય મુજ મહીં, (તો) પડ પાસા પોબાર.
નાગમુખે અમૃત ઝરણ, ચોર કને ભંડાર,
કામી પાસે રહે કામની (તો) પડ પાસા પોબાર.
મીઠા આંબો સર્વદા, ઉત્તમ ફળ દેનાર,

સત્ય અસત્ય ઠરે નહિ (તો) પડ પાસા પોબાર.
વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે ઠાર,
દીઠું પણ અડકયો નહિ (તો) પડ પાસા પોબાર.
અહલ્યા સીતા દ્રોપદી, સતી ખરી નીરધાર,
તેવું ચીત્ત જો માહરૂં, (તો) પડ પાસા પોબાર.
ભુખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર,
ખાધા વિણ ઉઠે નહીં, તો પડ પાસા પોબાર.

**બોલતો કાગળ—**

માલી વિનાની ખાલી, જોબન તણી ફુલવાડી,
હાએ સુકાઇ ચાલી, પણ નાવે જીવન માલી.
ગાલ ગુલાબ તણી ગઇ લાલી, નરગીસ આંખ નમી મદવાળી,
**હ્યો સંભાળી ! જીવનમાળી ?**
પાણી વિનાની ડાલી તાપે તપી હરિયાળી,—માલી વીનાની.

**નંદ-બત્રીસી—**

કોમળ કાયા કાં કરમાવો, બાઈ ભભુતી ચોળી,
હવે ભભુતી મુજને વ્હાલી, દેહ દઉં રગદોળી;
પ્રીત ગઇ પ્યાશ પ્રીતમની આશ ઉડી ગઇ આ અંતરની,
રૂપરંગ દઉં રોળી—કોમળ.

સુંદર શરીરે શોભે બા, હીરાના હાર રૂપાળો,
પ્રેમ દોરીએ અશ્રુ પારલા, પરોવી પહેરૂં માળા,
કંથ કૃપા વીણુ જોગણ થાઉં: નાથ નામની ધુન લગાઉં;
પ્હેરી કંથાઝોળી—કોમળ.

**એકજ ભૂલ—**

બાપુ પૈસાનો જોઇ ચળકાટ, મોહમાં ભુલશોમાં !
જોઇ ખોટા ગીલીટનો ઠાઠ, ડહાપણે ડુલશોમાં !

" લક્ષ્મી મળે કે લાલચુડાં, તરત આવી ભરાય છે,
" ખોટાં વખાણ કરી કરીને, ખાલી ફોલી ખાય છે"
" વળી વારસા હિસ્સાના કજીયા, કોરટોમાં જાય છે"
" સોલીસીટર બારીસ્ટરોનાં, ખીસા તાજા થાય છે"
જીતે તોયે મળે ઉની રાખ, એવી જીતે ફુલશોમાં—જોઇ.
" આને હણું આને લુંટું, એવા વિચારો કરાય છે,"
" ધન આવ્યું તે રહેશે કે નહીં, એ ફીકરમાંજ ફરાય છે"
" સટ્ટા અને વળી રેસમાં જઇ, વગર મોતે મરાય છે!"
" વળી જાય વંઠી દીકરા, ઘેર ઘેર હોળી થાય છે,"
એવી માયા નચાવે જેમ, તેમ બાપુ ઝુલશોમાં—જોઇ.

## મતલબી દુનિયા.

સબ મતલબકે યાર, જગતમેં સબ મતલબકે યાર,
માત પિતા ભ્રાતા ભગિની, સુતા ઔર નિજ નાર.—જ.
સ્વજન કુટુંબી મિત્ર પ્રાણુ પ્રિય, દાસ દાસી પરીવાર,
રાજા પ્રજા ગરીબ તવંગર, પંડિત ઔર ગુમાર.—જ.
જોગી ભોગી અરૂ બૈરાગી, ચોર અરૂ શાહુકાર,
પતિવ્રતા અરૂ કુલટા નારી, વર્ણાશ્રમ શુનચાર;—જ.
પશુ પંખી જલ જંતુ કીટ મૃગ, જીવ યોની અપાર,
સ્વારથ બીન કોઇ પાસ ન આવે, કરે ન કછુ ઉપકાર—જ.
નિસ્વારથ કોઇ હરિકે પ્યારે, જીનકે હૃદય ઉદાર,
જિનકો પર ઉપકાર સદા પ્રિય, તિનપર મે બલીહાર—જ.

( વાંચો વિનાશીની વાણી. )

**રાગી**–આ સારૂં સુખ તજો, અરે ! કાં ભેખ તમે ધારો ?
અહા ! સંસાર અતી પ્યારો !

**વૈરાગી**–અનુભવ લીધો મેં અતી, આ સંસાર અસાર;
સગાં સહોદર સર્વ છે, સ્વાર્થ તણાં સરદાર.
ગરજ પડે સૌ કો બોલાવે અંત સમે કો કામ ન આવે,
તે સારૂ સૌ તજી અમોએ રોગ ગણ્યો પ્યારો ! (૨)
અરે સંસાર અતી ખારો ! (૨)

**રાગી**–સુત ભગિની પિતુ માત તજીને, વામાની માયા વરજીને;
શું સન્યાસી બનો ? હૃદય માં રે'મ જરા ધારો ! (૨)
અહા ! સંસાર અતી પ્યારો (૨)

**વૈરાગી**–સુત ભગિની પિતુ માત સૌ, આ જગની જંજાળ
ત્રીયા તજે પળવારમાં, કષ્ટ પડે તતકાળ.
સુખમાં સૌ કો સ્નેહ બતાવે, વિપદ સમે દઈ કષ્ટ સતાવે,
શું સમજી મમ મીત્ર, તમે સંસાર ગણો સારો ? (૨)
અરે ! સંસાર અતિ ખારો (૨)

**રાગી**–મ્હેલ અને ધનમાલ તમારાં, અરે ! કરો કાં મિત્ર અકારાં ?
સુખ સંપતિ પરહરી. હવે કાં હિમ્મત સૌ હારો ? (૨)
અહા ! સંસાર અતિ પ્યારો (૨)

**વૈરાગી**–મ્હેલ અને ધનમાલ સૌ, અચળ નથી નિરધાર;
લક્ષ્મી ના'વે સંગમાં, મર્ણ સમે આ વાર.
સંકળ મુકી એકલડું જાવું, સુણો સ્નેહથી સૌ સમજાવું;
પાપ પુણ્ય લઇ સાથ, જવાનું છે નિશ્ચય ધારો ! (૨)
અરે ! સંસાર અતી ખારો ! (૨)

**રાગી**–ધરી ભેખ જંગલમાં જાશો, મિત્ર કહોને ત્યાં શું ખાશો ?
ગમશે ના પળવાર, તમારો ભ્રમત હવે સારો !–અહા
**વૈરાગી**–ફળવૃક્ષ જંગલમાં ઘણાં, તે જમશું સુખકાર;
પશુ પક્ષી મિત્રો ગણી, જઇ વસવું તે ઠાર.
ભજન કરીશું ભવ-તારકનું, ધ્યાન ધરીશું દુઃખહારકનું;
મોહ લોભ સૌ તજી, ભકિતનો બાંધીશું ભારો !–અરે.
**રાગી**–રહી સંસારે રામ ભજોને, ભગવાં કાઢી ભેખ તજોને;
આ છેવટની અરજ અમારી ધ્યાન વિષે ધારો–અહા.
**વૈરાગી**–સંસારે રહીને નહિં, માયા મોહ તજાય;
જંજાળી જીવડા થકી, ના ભગવાન ભજાય.
માફ કરો મુજને મમ બંધુ, નથી સાર ખોટું છે સંધુ;
જગનાયક જપવાજ, અમોયે જોગ ગણ્યો પ્યારો–અરે.
**રાગી**–ધન્ય ! તમારો અચળ ટેક છે, ભમે નહિં એવોજ ભેખ છે,
સુખે સિધાવો મિત્ર, કરોને સફળજ જન્મારો–અહા.

**સાચો સન્યાસ**—
દેશનો જો ઉદ્ધાર ચાહો, થઇ સચેત વધો, આવો સહુ–
જે પ્રજામાં આત્મશ્રદ્ધા છે જરી ના, તે શું પામે ?
બીજી પ્રજાઓ એને દબાવે માટે નિર્બળ દિલે ન થઓ–

સાખી–

જે દેશમાં જન્મ્યા થકી, આ ધન્ય જીવન થાય છે;
જે દેશમાં પૂર્વજ તણાં, પુણ્યો તણી સરિતા વહે;
જે દેશના અન્ન ધાન્યને, કીર્તિથી પોષાયા તમે;
તે દેશ કાજ સમર્પતાં, અચકો અરે કાં દેહને;
ખોયું નિજ ધન રોયે ન આવે
પારકી આશા સદાય ફસાવે
**માટે દીન મટી સીંહ થાઓ–થઇ સચેત.**

મહાશ્વેતા કાદમ્બરી— રાગ-ભજન

રામ ભજ તું પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાગશે (૨)
"બોલો રામ સીતારામ" પંખીડાં તું જો વિચારી,
કર્મ તારા લે સંભારી,! વાસના નઠારી તુને રે રે નર્કે નાંખશે—રામ.
મૂઢ તેં મતિ વિસારી, મતી તેવી ગતી તારી ઉડજે સંભાળી તારી—
કંચનની કાયા થશે—રામ.

એકજ ભૂલ—

છે સદા સમય પાપેથી છુટવા, શીદ ડરે નાદાન?
શીદ ડરે નાદાન! કંઇક તો સારી શીખામણુ માન (૨)—છે સદા
જેમ પાપથી ઝળકે મોઢી, દોડે તું ભૂલી ભાન,
તેમ પ્રભુ! સહેજ પકડય તો, થાય પરમ કલ્યાણ—છે સદા

સાખી
જીવ મુસાફર શરીર હોડીને, છે મનરૂપી સુકાન,
મનથી મરવું મનથી તરવું, મનપર રાખ નીસાન.
કર્યું એટલું નાખ કુવામાં, આજથી તજ તોફાન,
માંડય ચાલવા સીધે મારગે, આજથી થઈ સાવધાન

એકજ ભૂલ—

અજબ છબીલી તારી, ગજબ ખુબી છે. લલચાવ્યો લટકાળો,
જોઇલે જોઇલે જોઇલે, આ ચમળ નયનનો ચાળો—અજબ
આ ગાલની લાલી ઉપર, બુલ બુલ મરી મરી જાય છે ?
આ વહાલની પ્યાલી ઉપર, મુજ મન ઠરી ઠરી જાય છે?
આ વાંદરાને વાંદરીનો ખેલ અહીંયા થાય છે
આઇ! આમ બહારી જોઇને દુનીયાં દિવાની થાય છે.
અંગને મરોડે પાડે પરવશ પ્રાણ ( એ તો )–જોઇલે—

મહાશ્વેતા કાદમ્બરી— રાગ-ભજન.

રૂપે શું મન રાચો રે, ક્યાનો રંગ કાચો રે, ભગવાન ભજો (૨)

હાડમાંસને રૂધીર ભરેલું, મઢ્યું ચામડે અંગ, (૨)
મંદ દેહને ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ.
ભરૂસો નહીં સાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન—

એકજભુલ—

આપણે કરશું વકીલાત, ત્યારે ભરશે કોણ પાણી ?
પછી ધણી ધણીયાણી, થઇને મ્હાલશે—બા !
આપણે પેરશું પાટલુન, બુટ કોટ નેકટાઇ,
પછી ધણી સેંથા ટપકી, પાડી નાચશેરે બા.
આપણે થાશું સોલજર, કરશું ધુમ ફરરર !
વરજી લેંઘા ચોળી પહેરી, સાચવશે ઘર !
બાધરા પલટણ કરશે દેશનો ઉદ્ધાર,
ઓ મારા હીંદ તારો થઇ ગયો બેડો પાર ! કરશું.

—— સમાપ્ત. ——

# વિનાશીની વામા.

" હાય પ્રભો ! દુઃખ અને કષ્ટો અવલોકવાજ તેં મારી કાયાને જન્મ આપ્યો છે, બાળપણથી મેં અનેક આફતો સહન કરી છે, પરંતુ તારી દયા હજી પણ કોણ જાણે ક્યારે થશે ! જે રામરાજાને હું પ્રાણથી પણ અધિક પ્રિય ગણતી, મારૂં સર્વ આયુષ્ય મેં જેને અર્પવાની પ્રતિજ્ઞા કરી હતી, તેજ વ્યક્તિ જ્યારે મારા પ્રેમનો પરિત્યાગ કરવા તત્પર થાય, ત્યારે હવે સંસારની કઇ આશા અને ઉર્મી પર મારે આ દેહને આશ્વાસન આપવું ? હું એક મુસલમાન સરદારની કન્યા થઇને દુષ્ટ અને વિશ્વાસઘાતી રામરાજા સાથે પ્યારમાં પડી, મારૂં સર્વસ્વ ધૂળધાણી કર્યું, અને તેનું છેવટે મારાજ ત્યાગમાં પરિણામ આવશે એવું ઓ ખુદા ! મેં નહોતું જાણ્યું. મારા એ અવિચારી પગલાંને લીધે મને પારાવાર પશ્ચાતાપ થાય છે, તો આજ બળે મારા આ પાપી જીવનનો અંત શા માટે ન લાવું ? શા માટે રામરાજાએ જેમ મારો પરિત્યાગ કર્યો, તેમ હું મારા દેહનો ત્યાગ ન કરૂં ? ચાલ પ્રભાવતી ! તૈયાર થા અને તારા દુઃચારીત્રનો પ્રતિલાભ મૃત્યુ મેળવવા સજ્જ થા. "

આમ બોલતાં બોલતાં પ્રભાવતી ઉઠી અને રામરાજાની તલવાર લઇ પોતાના કંઠપર તેનો પ્રહાર કર્યો. પરંતુ તેનો પ્રાણઘાતક પ્રહાર તેના કંઠપર પડે તે પહેલાં ગંગા ( દાસી ) ના હાથપર તે ઘા ઝીલાયો પ્રીય વાંચક! વધારે જાણવા ઇચ્છતા હો તો **વિનાશીની વામા** એ નામનું સચીત્ર ઐતેહાસીક નવલકથાનું પુસ્તક મંગાવો. મુલ્ય રૂપીયા ત્રણ. આજેજ મંગાવો. એકવાર શરૂ કર્યા પછી, પાછી મૂકવાનું મન થશે નહિ. ગ્લેઝ કાગળ પૃષ્ટ ૩૫૦ નવ સુંદર ચીત્રો. સુંદર આકર્ષક બાઇન્ડીંગ. મળવાનું ઠેકાણું.

**હરીલાલ અને પ્રાણલાલ બુકસેલર્સ પબ્લીશર**

**સ્ટેશન રોડ—સુરત.**

બધા બુકસેલરો વેચે છે.

# વિનાશીની વામા.



આર્ય નારીનું ઉંધે મસ્તકે ધર્મના પ્રેમને લીધે લટકવું

વધુ માટે વિનાશીની વામા વાંચો દરેક બુકસેલરો વેચે છે.